# જરમન ઝોહાક

## કયસર વીલીયમનાં

## કાવતરાંનું બયાન.

### નીરદોષ ટરકીને ફસાવવાનો જરમન ફરેબ.

---


લખનાર:

**કાસમઅલી જેરાજભાઈ, જે. પી.,**

મુંબઈની કોરપોરેશનના એક સભાસદ

તથા

મુસલીમ લીગના એક ઉપ-પ્રમુખ.


---


રૂસ્તમ ન. વાચ્છાગાંધીએ સાંજ વર્તમાન પ્રેસમાં છાપ્યું,
નાο ૨૨-૨૪-૨૬, મીંટ રોડ, કોટ, મુંબઇ.

કાસમઅલી જેરાજભાઇ જે. પી. એ વોરડન રોડ, મુંબઇ
મધ્યે પ્રગટ કરયું.

---

૧૯૧૫.

# LOYAL INDIA.



**H. M. KING GEORGE V, EMPEROR OF INDIA.**

(As Colonel in Chief of KING GEORGE'S Own Lancers.)

(Copyright.)

**નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમા.**

(કીંગ જ્યોરજીસ ઓન લેનસરસ નામની રેજીમેંટના
કરનલના પોશાકમાં.)

(કોપી રાઇટ.)

This wonderful portrait of His Majesty has now been produced in photogravure, direct from the original picture by Christopher Clark and can be had at Thacker & Co., Ltd., Bombay.

# પ્રસ્તાવના.

જંગલી જમાનામાં પણ હેવાનીઅતભરેલી લેખાય તેવી ખુનખાર અને દુનીઆની ખાનાખરાબી કરનારી લડાઇ યુરેપમાં ચાલી રહી છે, તે લડાઇનો દોષ જરમનીના કયસરને શીર છે. અને તેમાં નાનાં રાજ્યોને બચાવવાની ફરજ જે ગ્રેટબ્રીટને હંમેશ માફક એક સર્વોપરી રાજ્ય તરીકે સ્વીકારી છે, તે ફરજની રૂહે ગરીબ અને નીરદોશ બેલજીઅમને બચાવવાને ઇંગલંડે પોતાની તલવાર મ્યાનમાંથી ખેંચી છે. જરમનીએ દુનીઆને જીતવાને વરસો થયાં યુકતી રચી હતી, અને "Might is Right" તે સીધ્ધાંત ખરૂં પાડવાને જરમનીમાં દુન્યા જીતવાને સારૂ નવો લોભ, નવો જુસ્સો, અને નવો ખ્યાલ પેદા કરયો હતો. જ્યાં સુધી તેવો ખ્યાલ અને તેવો જુસ્સો સદાનો દાબી નહિ દેય ત્યાં સુધી ઇંગલંડ પોતાની તલવાર મ્યાનમાં પાછી મુકશે નહિ. પણ તેમ કરવાને સારૂ જરમનીને અને તેના દરયાઇ કાફલાને જીવલેણ ફટકો મારવો જોઇએ. જરમનીનો દરીઆઇ કાફલો કીલનાં બારાંમાં ભરાઇ બેઠો છે તેને ત્યાંથી બહાર કહાડીને કચડી નાખવા સારૂ જેમ જાપાને પોર્ટ આર ર્ડર ઉપર ઘેરો નાંખીને જમીનની લડાઇમાં ફતેહ મેલવીને પોર્ટ આરઠરનાં બારાંમાંથી રશીઅન કાફલાને બહાર કહાડીને તેની અજલ લાવી આપી તે મીસાલે, અંગ્રેજ અને તેનાં મીત્રરાજયો જરમનીના મુલકમાં જમીન મારગે દાખલ થઇને જરમન દરીઆઇ કાફલાને બારાંમાંથી બહાર કહાડીને તેની ખબર લેશે. એમ કરવાને માટે વખત અને ધીરજની જરૂર છે. આખરે સત્યનો જય થશે, અને દુશમન પરાજય પામશે તે નક્કી છે, પણ અફસોસ એ છે કે એ દુશમન તેના ઘટતા પુગે ફેજે તે અગાઉ હાલ ગરીબ અને નીરદોશ બીચારૂં ટરકી નાહકનું જરમન ચુંગાલમાં ફસીને પોતાના દેશની ખરાબી કરે છે. તે ખરાબી ન થાય તેને માટે દરેક મુસલમાન ખરાં દીલથી આતુર છે. તે ખરાબી વધુ થતી અટકાવવાને એકજ ઉપાય છે, અને તે એ કે ટરકીએ તરત સલાહ કરવી, જેથી તેનો મુલક અને સુલતાનની ખલીફત કાયમ રહે. ટરકીના જે બુરા હાલ જરમનીએ કર્યા છે, અને ટરકીને જરમન કાવતરાંનું ભોગ બનાવ્યું છે, તે જરમનીનો અપરાધ માફ નહિ થઇ શકે તેવો છે. છતાં ટરકી લડાઇમાં ઉતર્યું

છે તેથી મુસલમાન કોમની ઉપર મોટો આંકોશ રાખવાની ફરજ આવી પડી છે. પણ જરમન કાવતરાંની બાજી જોઇને જે વફાદારીભરેલી વલણ સઘળા મુસલમાનોએ અખત્યાર કરી છે તે ખરેખર તારીફ લાયક છે, અને તે હંમેશ સુધી ચાલુ રાખશે તે વીશે આપણી ખાતરી છે. પણ તે દરમ્યાન આપણે ઇચ્છીશું કે ટરકીમાં કોઇ એવો મહાન નર નીકળી આવે કે જે ટરકીને જરમનીની ચુંગાલમાંથી છોડવીને જરમનોને ટરકીમાંથી હાંકી કહાડીને અંગ્રેજ અને તેનાં મીત્ર રાજયો સાથે સલાહ કરીને ટરકીને આફતમાંથી બચાવી લે એ બીનાં સમજુ વર્ગનાં ધ્યાનમાં લાવવાને આ ચોપાનીઉં છપાવવાની મેં મારી ફરજ સમજી છે.

**કાશમઅલી જેરાજભાઈ.**

વારડન રોડ, મુંબઇ,

તા૦ ૨૬ મી ફેબરવારી ૧૯૧૫.

# જરમન કયસરનું કાવતરૂં.

જરમનીના કયસરના કીસ્સાથી આજે આખી દુનીઆ ગાજી રહી છે. "મેરેકુ કોઇ નહિ મારે તો સબ દુનીઆકુ મારૂં" એવા હવાઇ ખીઆલથી આજે વરસો થયાં દુનીઆ જીતવાને જરમનીનો કયસર તૈયારી કરતો હતો. ૧૮૭૦ માં ફ્રાન્સ ઉપર જીત મેલવીને તે દેશ ઉપર મોટો દંડ નાખીને જરમની ફાવી ગયું હતું તે ફતેહથી ફુલાઇ જઇને કયસર વીલીયમ, તેના સલાહકારો અને તેના અમલદારો તેવીજ બીજી ફતેહની રાહ જોતા બેઠા હતા. આજે ૩૦) વરસ થયાં લડાઇની તૈયારીઓ ધમધોકાર પાયા ઉપર ચાલી રહી હતી. સ્કુલોમાં, કોલેજોમાં અને યુનીવરસીટીઓમાં જે શીક્ષણ આપવામાં આવતું હતું તેમાં પારકા દેશોમાં જીત મેલવવી અને જરમનીની કીરતી વધારવી તે ઉપર વીશેશ ધ્યાન રોકાતું હતું. લશકરી તાલીમ દરેક માણસને માટે ફરજીઆત બનાવી હતી. મોટા મોટા લશકરી કરો રૈયત ઉપર નાખવામાં આવતા હતા. દુનીઆમાં મોટાં મોટાં રાજયોનાં લશકરને મહાત કરવાને કયસર એટલો તો કાલજીમંદ હતો કે લશકરી બાબતો તેણે પોતાના હાથમાં લીધી હતી. કરોડો ને અબજો રૂપીઆ લશકરી સામગ્રી સારૂ ખરચવામાં આવતા હતા. દરેક જરમનને શીખવવામાં આવતું હતું કે "પોતાની જન્મભુમી માટે તથા પોતાના શેહેનશાહ માટે દરેક ભોગ આપવો વાજબી છે." જન્મભુમી તે જરમનીનો ખુદા એવું શીક્ષણ ઉધરતી ઓલાદને આપવામાં આવતું હતું. લડાઇમાં હંમેશ લાભ છે અને તેથી લડાઈ કરવાને માટે દરેક જરમને હંમેશ બહાર પડવું એવો વીચાર જરમન લોકો ઉપર ઠસાવવામાં આવતો હતો.

એટલું તો કબુલ કરવું જોઇએ કે જેમ લશકરી તાલીમમાં તેમ દરેક વીદ્યા હુનરમાં જરમની ઘણું આગલ વધ્યું હતું. તેના દેશનો વેપાર ઘણો આબાદ સ્થીતીમાં લાવી મુકવામાં આવ્યો હતો. અને જરમનીને એક નાનાં પ્રશયન રાજયમાંથી એક મોટી બળવાન શહેનશાહતમાં ફેરવી નાખ્યું હતું. આજે વરસો થયાં લડાઇનો જુસ્સો જરમન લોકોમાં વ્યાપી રહયો હતો. તે જુસ્સો ઉશકેરવાને રાત અને દીવસ કયસર અને તેના સેનાધીપતીઓ ખંત અને ઉમંગથી મેહનત કરતા હતા. તેઓનાં મગજપર ફતેહના છાકટપણાની અસર પુરતાં જોશથી કરવામાં આવી હતી. દેશની વધતી જતી રૈયતને સારૂ નવા મુલકો જીતવા

અને ત્યાં દેશની ફાલતું રૈયતને વસાવી દુનીઆનો વેપાર એક હાથ કરવો, અંગ્રેજ શહેનશાહતની માફક નવાં અને આબાદ સંસ્થાનો વસાવવાં અને આખી દુનીઆ જીતી લઇને જરમનીનો ડંકો વધારવો એ જરમન શહેનશાહનો સ્વપનો હતો. તે સ્વપનો ખરો પાડવાને કયસર અને તેના અમલદારો આસમાન અને જમીન એક કરતા હતા. જરમન લશકરને સરસાઇની ટોંચ ઉપર મુકીને સંતોષ ન પામતાં એક મોટો દરીયાઇ બળવાન કાફલો જરમનીએ ૧૫) થી ૨૦) વરસમાં ઉતપન કીધો છે. જરમનીના બચાવને ખાતર એવા મોટા દરીઆઇ કાફલાની કાંઇપણ જરૂર હતી નહી. તે દરીઆઇ કાફલાને વધુ ઉપયોગી બનાવવાને માટે મોટા ભોગે નહેરો બનાવવામાં આવી. દરીઆઇ કાફલાની સરસાઇ પોતાને હાથ મેલવવાને જરમની જીવતોડ મેહેનત કરતું હતું અને આજે જો ઇગલંડે થાપ ખાઇને અથવા ગફલતી કરીને પોતાનો દરીઆઈ કાફલો વધારે અને વધારે મજબુત નહીં બનાવ્યો હતે તો જરમન જોહાકીના તરાસથી દુનીઆ બુમ પોકારતે. તે મજબુત કાફલાની બરકતથી આજે ઇંગલંડને કોઇપણ જાતની અલવલ આવી નથી એટલુંજ નહિ પણ તે કાફલાએ જરમનીને આજે લાચાર કરી નાખ્યો છે. દુનીઆના દરીઆઓ અને **માહસાગરોમાં**થી જરમન વેપાર તેમજ લડાયક અને વેપારી વહાણો નાબુદ થઇ ગયાં છે અને તેઓ જરમનીનાં બંદરમાં છુપાઈ બેઠાં છે. ઉંદરોને તેના દરમાંથી ખેંચી કહાડીને જેમ મારી નાખવામાં આવે છે તે મીસાલ જરમનીના દરીઆઇ કાફલાને તેના સલામતીના બંદરોમાંથી બહાર ખેંચી કાઢવામાં આવશે અને તેને ખોખરો કરીને તેનો ભુકે ભુકો કરવામાં આવશે. આજે જરમની ઇંગલંડના દરીઆઇ કાફલાથી ડરે છે. આપણા દરીઆઇ કાફલા સાથે જોર અજમાવવાની તેની બીલકુલ મરજી નથી કારણકે તે જાણે છે કે ઈંગ્લંડનું દરીઆઇ બળ જરમનીનાં દરીઆઇ બળ કરતાં ત્રણ ગણું ચઢીયાતું છે એટલુંજ નહિ પણ જ્યારે જરમન કાફલો હજુ તેની બચગીમાં અને કાચી અવસથામાં છે ત્યારે અંગ્રેજી કાફલો પોતાની બહાદુરી અને કાબેલીઅત માટે દુનીઆમાં મશહુર છે. આજે નેલસનનું નામ, હા, તે શુરવીર દરીઆઇ સેનાધીપતીનું નામ બહાદુર અંગ્રેજોનાં મન ઉપર જાદુઇ અસર પેદા કરે છે. તે નેલસનની ઓલાદ

આજે પણ તેના દેશની કીરતી અને દેશની સરસાઇ જાળવી રાખે છે. ઇંગ્લંડના દરીઆઇ કાફલાએ દુનીઆને જરમનીના જુલમાતથી પાયમાલ થતી અટકાવી છે એટલુંજ નહિ પણ તેણે જરમન કાફલાને જે શીકશત આપી છે તેનો સવાદ જરમની સેંકડો વરસ સુધી ભુલશે નહિ. આજે ઇંગ્લંડનો વેપાર હંમેશની માફક, ધમધોકાર ચાલે છે. આજે પણ આગલની માફક નામદાર આગાખાને જણાવ્યું તેમ શેહેનશાહતના એક ભાગમાંથી બીજા ભાગમાં સહીસલામત જવાય છે. લડાઇ જાગ્યા પછી તે નામદાર પોતે પણ મહીનાઓ સુધી દરીઆની મુસાફરી કરતા હતા. જયારે આ ખુનખાર લડાઇ જાગી ત્યારે આગાખાન સાહેબ પુરવ આફ્રીકામાં હતા. ત્યાંથી તેઓ દક્ષીણ આફ્રીકામાં રહીને વીલાયત ગયા. તેઓ સહેલાઇથી ફ્રાનસની રણભુમી ઉપર પણ જઇ આવ્યા. ત્યાંથી વીલાયત પાછા ફરીને તેઓ ઇજીપત ગયા, અને ત્યાં નવા સુલતાનને મુબારકબાદી આપીને હિંદુસ્તાન પધારયા છે. તે નામદારના બોલોમાં બોલું તો આજે ઇંગલંડની ધજાનો વાવટો દરેક મહાસાગરમાં હંકરાતાં વહાણો ઉપર જોવામાં આવે છે, જયારે જરમન વહાણો અને જરમન વાવટો નાબુદ થઇ ગયાં છે.

આખી દુનીઆને મહાત કરવાને અને ઇંગલંડને શીકશત આપવાને જંગી જરમન કાફલો ઉભો કરવામાં આવ્યો હતો પણ તે કાફલો આજે કીઅલનાં બારાંમાં ભરાઇ બેઠો છે. અંગ્રેજ વીમાનીઓ ત્યાં પણ તે કાફલાની ખબર લઇ આવ્યા છે અને તેની ઉપર બોમ્બ ગોળા છોડીને ત્યાં મોટી નુકસાની કીધી છે. જરમન વેપાર બંધ પડી ગયો છે. તેને મોટી પેદાશ લાવી આપતાં કારખાનાઓને હાલ તાળાં પડયાં છે. તેના દેશને પોંહચતો ખોરાક અટકી ગયો છે, અને ખોરાકની જણસો મેલવવાને માટે હવે જરમનીને તરેહવાર જાતનાં ફાંફાં મારવાં પડે છે. ઇંગલાંડના દરીઆઇ કાફલાએ એટલું તો કરી બજાવ્યું છે અને જરમનીને એટલું તો લાઇલાજ કરી નાખ્યું છે કે જો ઈંગલંડે ફ્રાન્સમાં અને બેલજીયમમાં લશકર મોકલાવ્યું નહિ હતે તોપણ ઇંગલંડે ફ્રાન્સને અને રશીઆને જે મદદ દરિયાઇ કાફલા વડે આપી હતે તે કાંઇ જેવી તેવી નહિ લેખાતે. આપણાં દરીઆઇ બળે દુશમનના કાફલાને ઘેરી રાખીને જે ફટકો મારયો છે તે ફટકાની અસરથી જરમનોનાં માથાં ચકડોળ બની

ગયાં છે. તે લોકનાં મગજ ગુમે છે અને હવેજ તેઓ સમજે છે કે જે કાફ-લાવડે તેઓ દરીઆઇ સરવોતમપણું મેલવવા માંગતા હતા તે કાફલો આજે અંગ્રેજ સાથે ટક્કર લેતાં ધ્રુજે છે એટલુંજ નહિ પણ તે સમજે છે કે અંગ્રેજ કાફલા સામે લડવા નીકળવું તે આપઘાત કરવા સમાન છે.

અમે એમ નથી કહેવા માંગતા કે જરમન કાફલો તુચ્છકારી કહાડવા જેવો છે, પણ જે જોશ, જે બળ અને જે કળા અંગ્રેજ કાફલામાં છે તે જરમન કાફલા કરતાં ઉંચા પ્રકારની છે. એ તો જાણીતી વાત છે કે દુશમન ઘણો બળવાન છે અને પોતાનાં બળ ઉપર તે મુસતાક છે પણ તેની ગણત્રી એવી નહિ હતી કે ઇંગલંડ હાલમાં દુનીઆનાં આ સૌથી મોટાં યુદ્ધમાં ઝુપલાવશે. અને તેનું કારણ ખુલ્લું છે કે અંગ્રેજ સરકારે પોતાની બધી તૈયારી દરીયાઇ બળ ઉપર રાખી હતી, અને તેની પાસે જમીન ઉપરનું લશકર ઘણું ઓછું હતું. જરમન જનરલ વોન બરનાડેના ઓલોમાં જરમનીની પેહલી બાજી ફ્રાન્સને કચડી નાખવાની અને રશીઆને હરાવીને તે બેઉ રાજયો પાસે દંડ તરીકે મોટી રકમો મેલવીને તે રકમ નવી તૈયારી કરવા પાછલ વાપરીને ઇંગલંડની સામે લડવા સારૂ મોટા પાયા ઉપર યુકતીઓ રચવાની હતી-

બરનાડે લખી ગયો છે કે ઇંગલંડને હંફાવવાને સારૂ અને તેને જરમનીના પગ હેઠલ દાબવાને ઘણા મોટા પાયા ઉપર ઉપાયો લેવા પડશે. ફ્રાન્સ અને રશીઆને હરાવીઆ પછી જરમનીની મોટી બાજી ઈંગલંડને નબળું કરવાની હતી. પણ વળી ઇંગલંડ એવું કાચું કે જરમનીને તેની નીચ બાજીમાં કદીબી ફાવવા દે ! જરમનીના રાજદ્વારીઓની:ગણત્રી ઉંધી વળી ગઇ છે ત્યારે ઇંગલંડના રાજદ્વારીઓની ગણત્રી આબાદ ખરી પડી છે. ફતેહ મેલવવાની આશા અને ઝુમમાં જરમની એટલું તો આંધળું બની ગયું કે તેણે એમ માની લીધું કે તેની કાવતરાં અને દગાની બાજી ઇંગલંડ પીછાણી શકશે નહિ. પણ તેમાં જરમની ઠગાયું છે. તેના રાજદ્વારીઓ કરતાં ઇંગલંડના રાજદ્વારીઓ ઘણા ચઢીઆતા પ્રકારના સાબેત થયા છે. આજે વરસો થયાં દુનીઆ જીતવાનો અભખરો અને દુનીઆમાં પોતાની સતા ચલાવવાનું ઘેલું જરમનીને લાગ્યું હતું, અને તેથી તેની લશકરી તૈયારીઓ ઘણા મોટા અને સંગીન પાયા ઉપર વરસો થયાં ચાલી રહી હતી. જરમનીએ જો

પોતાનો લોભ ખરો પાડવો હોય તો લડાઇ કરવાનો આજ વખત હતો. તેણે જોયું કે ફ્રાન્સ અને રશીઆ પોતાનાં લશ્કરમાં મોટા સુધારા વધારા કરતાં હતાં, જે સુધારાઓ એકાદ બે વરસમાં અમલમાં આવતે તો તેઓ જરમનીની સામે હીમ્મત અને આસાનીથી ખડા રહેતે. વળી ઇંગલંડ પોતાની રાજદ્વારી બાબતોમાં ગુંચવાઈ ગયું હતું અને આઇરીશ હોમ રૂલના સવાલ ઉપર જે મોટો મતફેર ગ્રેટબ્રીટનમાં થયો હતો તે જોઇને જરમનીએ ધારયું કે ઇંગલંડ તો માંહોમાહેની લડાઇ (Civil War) માં રોકાઇ જશે તેથી તેને લાગ્યું કે જો ફ્રાન્સ અને રશીઆને ફટકો મારવો હોય તો આજ વખત હતો. તેમ કીધા પછી જરમની ઇંગલંડને કચડવાનો ઇરાદો રાખતું હતું પણ જરમનીની તે ગણત્રી ઉંધી વળી ગઇ છે. વીલાયતમાં માંહોમાંહે ફીસાદ પેદા થવાને બદલે એવી તો અચુક એકમતી બેઉ રાજદ્વારી ટોલીઓના આગેવાનોમાં પેદા થઇ છે કે જરમની બીલકુલ નાસીપાસ થઇ ગયું છે. વળી જરમનીએ એવી આશા રાખી હતી કે હીંદુસ્તાનમાં બળવો જાગશે અને ફીતુરીઓ ત્રાસ વરસાવશે. જરમનોની દલગીરી વચ્ચે તે બળવો હીંદુસ્તાનમાં થયો નથી અને આજે જરમની બલાપો કરે છે કે જે હીંદી લશકરની બેવફાઇ અને ફીતુરી લાગણી ઉપર તેણે ભરોસો રાખ્યો હતો તેજ લશકરના બેયોનેટના હુમલાઓ જરમન જીગરોને ચીરી નાંખે છે. વળી જરમનીએ એવુંબી અનુમાન કીધું હતું કે જાપાન રશીઆની ઉપર હુમલો કરશે. પણ જાપાને શું કીધું છે તે આપણે જાણીએ છીએ. સહી કીધેલા એક કાગલના કટકા ઉપર (Scrap of paper) જરમનીને ઇતબાર નથી. પણ જાપાનને તે કાગલનો કટકો એક પવીત્ર કોલ અને પવીત્ર ફરજ સમાન છે. ઇંગલંડની સાથે જે કોલ-કરારો કીધા છે તેની રૂએ તેઓ ઇંગલંડની બાજુમાં આજે ઓસતવાર રહીને જરમનીને ચીનાઇ મુલકમાંથી હાંકી કાઢયું છે. વળી જરમનીએ આશા રાખી હતી કે ઇજીપટમાં પણ બળવો જાગશે તે ઉમેદ પણ ખોટી પડી છે. આજે ઇજીપટમાં નવો તબકકો શરૂ થયો છે તે બ્રીટીશ સલતનતની મોટાઇની અને તેના અધીકારના વાજબીપણાની ગવાહી આપે છે. વળી જરમનીએ એવી ગણત્રી કીધી હતી કે બેલજીઅમનું નાનકડું રાજ ફ્રાન્સ ઉપર ચઢાઈ લઇ જવાને જરમનીને રસ્તો આપશે પણ

તે નાનાં રાજ્યે જરમનીને પોતાની બહાદુરી અને લડાયક જુસ્સાનો એવો સરસ અનુભવ આપ્યો છે કે જરમની તે કદી પણ ભુલશે નહિ. બેલજીઅમનાં એ નાનાં રાજને કાયમ રાખવાની અને તેને હાની નહીં પુગાડવાની જરમનીએ તેમજ ઇંગલંડે સમજુતી કીધી હતી. નાનાં રાજ્યોને બચાવવાને માટે દુનીઆની એક મહાન સતા તરીકે આ નાનાં રાજયનું રક્ષણ કરવાની ફરજ ઇંગલંડને માથે હતી પણ તે ઉપરાંત ઇંગ્લંડે બેલજીઅમની સાથે કોલકરાર કીધા હતા કે તેની ન્યુટરાલીટીને કાંઇ પણ અલવલ આવશે નહિ. વળી ઇંગ્લંડની અરજ ઉપરથી ફ્રાન્સે કોલ આપ્યો કે જરમની ઉપર ચઢાઇ લઇ જવાને સારૂ તે બેલજીઅમના મુલકનો માલ લેશે નહિ. વળી એવીજ માંગણી ઇંગ્લંડે જરમની પાસે કરી, પણ જરમની ઝનુનથી આંધળું બની જઇને અને ગુમરાહીથી તામોશ બનીને બેલજીઅમ ઉપર ધસારો લઇ ગયું અને ઇંગ્લંડને તેથી લડાઇમાં ઉતરવાની દુઃખદાયક ફરજ પડી. પણ જો જરમનીએ આડકતરી રીતે બેલજીઅમનો બચાવ કરવાની ફરજ ઇંગ્લંડ ઉપર નહી નાંખી હતે તો જરમની રશીયા અને ફ્રાન્સ ઉપર ફતેહ મેલવીને પછી અંગ્રેજ સાથેનો લાંબો હીસાબ ચુકવવાને આવતે તે વખતે ઇંગ્લંડને એકલે હાથે લડવું પડતે અને તે ઉપરાંત મોટાં રાજય તરીકે જો ઇંગ્લંડ બેલજીઅમ તરફથી બાહર નહિ પડતે તો યુરોપમાં અને તે દુનીઆનાં સુધરેલાં રાજ્યોમાં પોતાનું માન અને પ્રતીષ્ટા ખોહી બેસતે.

પણ ઇંગ્લંડના કાબેલ રાજદ્વારીઓએ મક્કમ ઠરાવ કીધો કે મોતની દરકાર ન કરતાં માન જાળવી રાખવું. તે માન જાલવવા ખાતર, પોતાનું વચન પાળવાને ખાતર અને નાનાં રાજ્યને બચાવવાને ખાતર ઇંગલંડને ફરજીઆત લડાઇમાં ઉતરવું પડયું અને તેથી ઇંગલંડ સાથે પાછલથી એકલે હાથે કામ લેવાની બરનાડીની કપટી નીષ્ટા ઉંધી વળી ગઇ. જરમનીએ વળી એમ માની લીધું હતું કે ટરકી તેની તરફથી લડાઇમાં તરતજ ઉતરશે અને ઇસલામી રાજ્યો ઝીહાદની લડાઇઓ ચલાવશે પણ તેમાં પણ તે પુરેપુરો ફાવ્યો નથી. પેહલાં તો ત્રણ મહીના સુધી ટરકી લડાઇમાં જોડાયું નહિ અને જયારે આખરે જરમનીએ તેની મરજી ઉપરાંત ટરકીને લડાઇમાં ઘસડયું ત્યારે પણ નામદાર સુલતાન અને તેના પાટવી કુવર અને ટરકીના લોકોનો મોટો અને સમજુ ભાગ

એટલુંજ નહિ પણ તેનાં લશકરનો પણ એક ભાગ આવી લડાઇની સામે હતો. પણ તે વીશે આપણે વીગતવાર વીવેચન પછીથી કરીશું. વળી જરમનીએ એવી પણ ગણત્રીઓ કીધી હતી કે ઇટલી પણ તેની બાજુમાં જોડાશે પણ તેની તે ગણત્રી પાર પડી નહિ. દુનીઆ તાબે કરવા જતાં જરમનીએ જે કફોડી સ્થીતી અખતીઆર કીધી તેથી તેણે આખી દુનીઆને પોતાની દુશમન બનાવી દીધી છે. ઇટલી કદાચ ઓસ્ટ્રીઆ ઉપર ચઢાઇ લઇ જાય તેથી તેની સરહદ ઉપર ઓસ્ટ્રીઆને મોટું લશકર રોકી રાખવું પડયું છે અને તે જોતાં બંદુકનો એક બાર પણ કીધા વીના ઇટલીએ ઇંગલંડ, ફ્રાન્સ અને રશીઆની મોટી સેવા બજાવી છે.

હવે આપણે જોયું છે કે જરમનીની મુખ્ય નેમ લડાઇ કરવાની હતી, જયારે તે અટકાવવાને ઇંગલંડે બનતી કોશેશ કરી છે. ઓસ્ત્રીઆના આરચડયુક ફ્રાનસીસ અને તેની બોહરદારનું ખુન કરવા માટે સરવીઆને શીક્ષા કરવા માટે ઓસ્ત્રીઆએ સરવીઆ સામે લડાઇ જાહેર કીધી પણ આપણે હવે જાણીએ છીએ કે ઓસ્ત્રીઆની નેમ સરવીઆને નીચું પાડવાની ઘણા આગલના વખતથી હતી. અને ગયે વરસ તેણે ઇટલીના પ્રધાનને જણાવ્યું હતું કે તે સરવીઆ ઉપર ચઢાઇ લઇ જવાનો ઇરાદો રાખતું હતું. આરચડયુક ફ્રાનસીસનાં ખુનના ગમગીન બનાવે સરવીઆ ઉપર લાંબો વખતની ધારેલી લડાઇ કરવાની તેને તક આપી અને તેને જોઇતું બહાનું મળી ગયું. પણ આ દુનીઆની જંગી લડાઇ તો કોઇબી બહાને થવાની હતી અને આપણા માનવંત લોકપ્રીય અને દીલસોઝ વાઇસરોય નામદાર લોર્ડ હારદીંજે એ લડાઇની વકકી બરાબર ગયાં વરસમાં રાખી હતી. તે નામદારની આગાહી ખરી પડી છે. આપણામાં કહેવત છે કે "લેને ગઇ પુત અને ખો આઇ ખસમ" તે પ્રમાણે જરમની અને ઓસ્ત્રીઆ દુનીઆ જીતવા માટે બહાર પડયાં પણ આજે એ બેઉ દેશો કઢંગી અને અફસોસકારક હાલતમાં આવી પડયાં છે; જરમની અને ઓસ્ત્રીઆનું બળ ખપી ગયું છે, તેના શુરવીર નરો ઠાર થઇ ગયા છે, તેનું માણસાઇ જોર (manhood) નાશ પામ્યું છે. અને તેની પ્રજા બેદીલ બની ગઇ છે.

જરમન લશકરની ફતેહની આશા થોડી છે, તેનાં લશકરોએ ઘણી હારો ખાધી છે પણ તે ઉપરાંત તેની સઉથી મોટી અને શરમભરેલી હાર તો યુરોપનાં રાજયોમાં તેનું જે માન અને મરતબો હતો તે જતો રહેવાથી થઇ છે. આજે જરમની જીતે તોપણ તેનો બોલ દુનીઆમાં ભવીષ્યમાં કોઇપણ કબુલ રાખે નહિ. આજે બધાઓ જાણે છે કે પવીત્ર કોલકરારો ઉપર પણ જરમની પાણી ફેરવે છે. તેથી તેની પ્રતીષ્ઠાને જે ફટકો લાગો છે તે તેની મોટામાં મોટી હાર છે, જે હારની શરમ અને કાળી ટીલી જરમનીના શીર ઉપર જમાના ને જમાના સુધી ચાલુ રહેશે. જયારે મહારાણી વીકટોરીઆ જેઓનું પનોતું નામ હિંદુસ્તાનના વતનીઓ પ્યારની લાગણીથી યાદ કરે છે તેના એક પઉત્ર શેહનશાહ જીઓરજે આખી દુનીઆમાં સુલેહ અને ભલાઇનાં સારૂં પોતાનું અને પોતાની પ્રજાનું નામ મશહુર કીધું છે ત્યારે તેજ મુબારક મહા પ્રતાપી મહારાણી વીકટોરીઆનું નામ એક બીજા પૌત્રાએ તેની પ્રજાને, તેનાં પ્રધાન મંડળને અને તેને પોતાને અને તેનાં રાજય કુટુંબને શરમમાં નાખ્યું છે. ઓસ્ત્રીઆના બુઢા રાજા શેહેનશાહ ફ્રાનસીસ જોસફે પોતાના જઇફીના વખતમાં પોતાનું નામ અને બુજરગી ધુલમાં મેળવી છે, જયારે જરમન શહેનશાહનું તાજ જોખમમાં આવી પડયું છે એટલુંજ નહિ પણ તેની પોતાની જીંદગી ધાસતીમાં છે. વીયેનાની કોનગ્રેસે નેપોલીઅનના જે હાલ કીધા હતા તે બુરા હાલ કયસર વીલીયમની રાહ જુવે છે. જરમનીનાં ઝનુની લશકરે આફ્રીકાના ઝનુની ઝુલોની મીસાલે જે ખાનાખરાબી કરી છે તેની કયામતનો દહાડો નજદીક આવતો જાય છે. તેનાં પાપો અને તેનાં ઝનુની લશકરનાં પાપો તેને ડુબાવશે. ગરીબ બેલજીઅમનું સત્યાનાશ વાલવા માટે, ફ્રાન્સના મુલકના એક ભાગની ખાનાખરાબી કરવા માટે, નીરદોશ બચ્ચાંઓ તથા બાઇઓ ઉપર ધાટકીપણું ગુજારવા માટે અને તેઓનું કરપીણપણે ખુન કરવા માટે ખુદાની લાકડી તેની સામે ડોળા ગુરકીને જુવે છે. જરમન કયસરની અજલ આવી પોંહચેલી લાગે છે. તેના દહાડા ભરાઇ ચુકા છે અને જે વખત જાય છે તેમાં ખુદ જરમનીના મુલકમાં ગરીબ બેલજીઅનોનું વેર ઇંગલંડ, ફ્રાનસ અને રશીઆ લેશે. અલબત જરમનીને હરાવવું એ સહેલું કામ નથી. તેની પ્રજા અને તેનું લશકર દરેક ભોગ આપશે અને છેલ્લી

ઘડી સુધી છેલ્લાં માણુસ અને છેલ્લા રૂપીઆ સુધી તે આ હેવાનીઅત-ભરી લડાઇ ચાલુ રાખશે. આપણે જે શતરૂ સામે લડીએ છીએ તે જો ફકત બળવાન હતે અને તેણે પોતાનું બળ સારે મારગે અને સારાં કામો માટે વાપરયું હતે તો આજે દુનીઆ શાબાશ પુકારતે. પણ જેવું જરમની બળવાન છે તેવુંજ તે જંગલી અને ઝનુની છે એટલુંજ નહિ પણ તેણે પોતાનું બળ આડે મારગે અને બુરી મતલબને સારૂ વાપરયું છે. તે ઉપરાંત તેણે સચ્ચાઇના નીયમનું ઉલંઘન કીધું છે, પવીત્ર કોલકરારો ઉપર પાણી ફેરવ્યું છે અને દુનીઆનો અને ખુદાનો ડર ન કરતાં ગરીબ નાનાં રાજયો ઉપર આફતનો વરસાદ વરસાવ્યો છે તે ફકત એટલા માટે કે બીજાઓની પાયમાલીથી જરમનીને લાભ થાય. જેબી લાભ થાય તેથી જર્મનીની ગયલી આબરૂ (Credit) કદી પાછી આવશે નહિ.

લડાઇ જાહેર થઇ તે વખતે જરમન કયસરે ઉકમાઇથી જણાવ્યું હતું કે પારીસમાં તે થોડા દીવસની અંદર દાખલ થશે. આગલ પણ તેણે ઘણી વાર જણાવ્યું હતું કે તે ચાહે ત્યારે જરમન લશકર એક પખવાડીઆમાં પારીસમાં દાખલ થશે. તે તેની ઉકમાઇ પાર પડી નથી. તેને પારીસમાં દાખલ થવાની ઉતાવળ હતી કારણકે ફ્રાન્સને એકવાર હરાવીને તેને રશીઆ સામે ટક્કર લેવા જવું હતું તેથી તેણે બેલજીઅમનો મારગ લેવા માંગ્યો. બેલજીઅમના રાજાએ પોતાના મુલકને પારકાં રાજયનાં લશકરને માટે ધોરી રસ્તો બનાવવા માટે ના પાડી છે તે બેલજીયમનો વાંક થયો, અને તેથી જરમનીએ તે આબાદ મુલકને તારાજ કીધો. તે છતાં આ લડાઇને હવે લગભગ ૭) મહીના થયા છે તોબી જરમન લશકર પારીસમાં દાખલ થઇ શકયું નથી એટલુંજ નહિ પણ તેવો સમય કદી પણ આવશે નહિ. તેને બદલે જે વખત જાય છે તેમાં ફ્રાન્સ અને ઇંગલંડનું લશકર જેમાં બહાદુર હીંદી લડવઇઆઓ જેવા કે ગુરખા, શીખ, પંજાબી, બલુચી, મરાઠા વગેરે સમાએલા છે, તેઓ જરમનીને બેલજીઅમમાંથી હાંકી કાઢીને લડાઈ સંગ્રામ જરમનીના મુલક ઉપર લઇ જશે. બીજી બાજુએથી રશીઅન લશકર જરમનીને પોલાંડમાંથી હાંકી કાઢીને ઓસ્ત્રીઆ અને હંગેરીનો ખુરદો કરીને શાલા-શીઆને માર્ગે બરલીન તરફ ધસારો લઇ જશે.

અત્યારસુધીમાં રશીઆએ પુર્વ પ્રશીઆમાં જરમનોને સારી શીકસ્ત આપી છે. જેમ પારીસ લેવામાં અને કેલે પોંહચવામાં જરમની ફાવ્યું નથી તેમ પોલાંડનાં મુખ્ય મથક વોરસોમાં દાખલ થવાની તેની કોશેશ નીશફલ થઇ છે. જોકે તે કોશેશોમાં લાખો જરમન સીપાઇઓના જીવ ગયા છે. આ લડાઇની એક ખુબી એ છે કે રશીઆ, ઇંગલંડ અને ફ્રાન્સ એકમત છે અને તે લોકોની વચ્ચે મતફેર પેદા કરવાની જરમનીની દરેક યુકતી છતાં આજે તેઓમાં સંગીન એકદીલી છે. તે ઉપરાંત ત્રણે દેશોની સરકારને તેની પ્રજાનો પુરતો અને દીલસોજ ટેકો છે; જયારે જરમનીમાં બેદીલી અને દલગીરી વ્યાપી રહી છે અને જરમની અને ઓસ્ત્રીયાને એક બીજાની ઉપર ઝાઝો વીશ્વાસ નથી. જયારે રશીઆ પાસે લાખો માણસોનાં લશકર તૈયાર છે, જયારે ફ્રાન્સમાં ઘણું નવું બળ મેદાનમાં મુકવા સારૂં તૈયાર છે, અને જયારે લોરડ કીચનરવાલું ઇંગલંડનું નવું દશ લાખ માણસોનું લશકર લગભગ તૈયાર થયું છે, ત્યારે જરમનીનું લશકર મોટે ભાગે કતલ થઇ ગયું છે. તેણે પોતાનું વધતામાં વધતું જોર અજમાવ્યું છે અને તેમાં તે નીશફળ થયું છે. જયારે ઇંગલંડ અને તેના મલતીઆ રાજયોએ પોતાનું પુરૂં જોર હજુ સુધી અજમાવ્યું નથી. દુશમનની નાણાં સંબંધી સ્થીતી ઘણી શકમંદ છે જ્યારે ઇંગ્લંડની નાંણાની સ્થીતી જોઇએ તે કરતાં વધું સંતોષકારક છે. રશીયાની પાસે ખોરાકીની જણસો પુરતી છે એટલુંજ નહિ પણ લડાઇએ રશીયાને એક મોટો ફાયદો કરી આપ્યો છે કે તેનાં હજી સુધી નહિ ખીલેલાં સાંધનો એકદમ ઉપયોગમાં આવી ગયાં છે. હડતાલો બંધ પડી ગઇ છે, મજુર વર્ગમાં ઉમંગ આવી ગયો છે અને રશીયાના લશકરે જે કરી બજાવ્યું છે તેથી જરમનીને ઘણો મોટો ફટકો પડયો છે. જ્યારે જરમની લાખો માણસના ભોગે ફ્રાન્સની ઉપર ચઢાઇ લઈ જવામાં ફાવ્યું નથી ત્યારે આપણે જે બાજી શત્રુની સામે માંડી છે તેથી થોડે ભાગે શત્રુને ફ્રાન્સ અને બેલજીઅમમાંથી હાંકી કહાડવામાં આવશે અને તેને ઠાકવી ઠાકવીને આજેજ કરવામાં આવશે. એથી લડાઇની મુદત લંબાય છે પણ તેથી આપણે થોડે ભોગે ઘણું બજાવીએ છીએ. આપણે હવે ધીરજ રાખવાની છે. આપણને બીવરાવવાને સારૂ દુશમને નવી યુકતી રચી છે. તે આપણા વેપારી બારકસોને ડુબાડવાની ધમકી

આપે છે પણ તે ખાલી ધમકીથી ઇંગ્લંડ ડરે તેમ નથી. બલકે એવી બીકની ઇંગ્લંડને પરવા નથી. વીલાયતના લોક શાંત છે. અને લશકરી બચાવ વગરનાં મથકો ઉપર હુમલો કરીને બચ્ચાંઓ તથા બઇરાંઓનો જીવ લઇને ઇંગ્લંડની પ્રજાને ચોંકાવવાની જે કોષેશ કીધી તેથી અંગ્રેજ લોકો ઉશકેરાઇ અથવા ચોંકી ગયા નથી. પણ તેનું વેર બ્રીટીશ કાફલાએ જરમન કાફલા ઉપર એવી તો સરસ રીતે લીધું છે કે તેથી જરમનીને તે ચઢાઇ ઘણી ભારી પડી ગઇ છે.

દેવલો, પવીત્ર જગાઓ અને ઇતીહાસીક ઇમારતોનો જરમન લશકરે નાશ કર્યો છે. જયારે દેવલો ઉપર બોંબ ફેંકવામાં આવ્યા છે અને ગરીબ પ્રજાની ઉપર દારૂગોલો ફેંકવામાં આવ્યો છે ત્યારે આપણા લડવઇયાઓએ પોતાનાં વીમાનો ઉપરથી જરમન હથીઆર બનાવવાનાં કારખાનાં અને ઝેપલીન ઉપર બોંબો ફેંકીને જરમનીને જવાબ આપ્યો છે. જયારે રશીઅન લશકરમાં દારૂની બીલકુલ મનાઇ કરી છે ત્યારે જરમન લશકરના અમલદારો છાકટા અને બેશુદ્ધ થયલા ફ્રાન્સમાંથી મળી આવ્યા છે. જરમનીએ ઘણા પ્રપંચો અને ઘણી યુકતીઓ રચી, ઘણા જુઠા ગપાટા ફેલાવ્યા, પણ આખરે સચ્ચાઇની જય થઇ છે. દુનીઆએ જોઇ લીધું છે કે લુચ્ચાઇ જરમનીની તરફ છે જયારે ઇન-સાફ અને સચ્ચાઈ ઈંગલંડ અને તેના દોસ્ત રાજયો તરફ છે. આજે જરમની તરફ દુનીઆ તીરસકારથી જુએ છે, જયારે જે લડાઇમાં ઇંગલંડને લાગતુંવલગતું ન હતું તે લડાઇમાં ઇનસાફને ખાતર નાનાં રાજને બચાવવાને ખાતર તેણે આ લડાઇમાં હોમાવ્યું તેને માટે સુધરેલી દુનીઆ ઇંગલંડનાં મોટાં વખાણ સીવાય બીજું કાંઇ બોલતાં નથી. નવા સંસ્થાનો મેલવવાને સારૂ અને દુનીઆના જુદા જુદા ભાગોમાં પોતાનો અમલ લંબાવવાને જરમનીએ આ ખુનખાર લડાઇ જગાડી પણ તે મેલવવાને બદલે તેણે પોતાનાં સંસ્થાનો ગુમાવ્યા છે, દેશ અને પ્રજાની ઇજત ખોઇ દીધી છે.

હવે સવાલ એ છે કે જો કદાચ જરમની જીતે તો દુનીઆનું શું થાય ? હું ટુંકમાં જવાબ આપીશ કે દુનીઆનું છુટાપણું જરમન જુલમાતથી ખતમ થાય અને જરમન કયસરની મરજી ઉપર દુની-આનો આધાર આવી લટકે. પ્રજા તરીકેના હકો નાબુદ થાય અને

લુવેન, ટરમોનડીસ, અને બીજી જગાઓનાં નાશથી જે જરમન "કલચર"ની વૃધી થઇ તે જરમન કલચરને આધારે આપણા સુધારાનાં ધોરણો આવી પડે. એવા સુધારા અને એવાં કલચરથી ખુદા પનાહ રાખે.

૧૯૧૪ ની લડાઇ તેણે જે જે નવી અજાયબીઓ પેદા કીધી છે તેને માટે હંમેશ મશહુર રહિ જશે. તે અજાએબીઓમાંની એક ટરકીને લડાઇમાં ઉતારવાના જરમન કાવતરાંની અને કાવાદાવાની ફતેહ છે. આજે દુનીઆંમાં કોઇબી રાજ લડાઇમાં ઉતરવાને અશકત હોય તો તે ટરકી છે. બાલકન લડાઇમાં તેને જે ફટકા પડયા છે તેની અસરમાંથી તે હજુ મોકલું થયું નથી. તેની નાણાં સંબંધી હાલત એટલી તો ખરાબ છે કે તે એક નાની લડાઇમાં પણ ભાગ લઇ શકે નહિ. તેનાં લશકરમાં વળી બેદીલી છે. આજે ટરકીને જે મુખ્ય કામ કરવાનું હતું તે ઓટોમન રાજને સંગીન બનાવવાનું અને તેના એશીઆ મધેના ફલદ્રુપ મુલકોને ખીલવવાનું હતું. તેની જે મુખ્ય ફરજ હતી તે લશકરને સુધારીને તેને સારા પાયાપર મુકવાની હતી. તેનું બીજું મુખ્ય કામ એ હતું કે સારી અને અદલ રાજનીતી અખતીયાર કરીને લોકોને સંતોષ આપવો. મુસલમાન લોકોમાં એકત્રતા પેદા કરવી અને મુસલીમ મહજબને તેની કીરતીની ટોંચે પોંહચાડવો. તેને બદલે ટરકી જરમનીની તરફથી બાથ ભીડીને બહાર પડયું છે તે કેવળ ઘેલાપણું છે. મી૦ એસકવીડે એક ભાશણમાં જણાવ્યું છે કે ટરકીશ શહેનશાહતે આપઘાત કીધો છે અને તેની કબર પોતાને હાથે તઇયાર કીધી છે, તેને માટે તમામ ઇસલામી આલમ અફસોસ કરે છે.

ટરકીની રાજનીતીથી હીંદના મુસલમાનોમાં બલકે ઇસલામી આલમમાં મોટો ખેદ પેદા થયો છે. ટરકીને પોતાની બાજુમાં લેવાની જરમનીની યુકતી આજકાલની નથી. તે યુકતી ૧૮૯૬ થી શરૂ થઇ છે. તે વરસમાં જરમન શહેનશાહ પહેલવહેલો ઇસતમબોલની મુલાકાતે ગયો અને તે વખતના સુલતાન અબ્દુલ હમીદ તરફ દોસ્તીની લાગણી જાહેર કરી. તે દોસ્તીનો ગાંઠ છ વરસ પછી જરમન શહેનશાહ ઇલડીશકી એ-શકની મુલાકાતે ગયો ત્યારે એકવાર ફરીથી મજબુત કીધો. એ અર-

સામાં ટરકીમાં નવી સુધારક પારટી હસ્તીમાં આવી, જેની મુખ્ય મતલબ ટરકીને છુટાપણું બક્ષવા અને રાજમાં નવા સુધારા દાખલ કરવાની હતી. તે વખતે અનવર પાશા અને તેના ગોઠીઆઓની લાગણી જરમની કરતાં ઇંગ્લંડ તરફ વધારે હતી. ત્યારપછી ઇંગ્લંડ તરફની લાગણી બદલાવા માંડી અને ૧૯૧૦ માં એક એવી પારટી ઉભી થઇ કે તેણે ખુલ્લી રીતે ઈંગ્લંડ તરફ અભાવ બતાવવા માંડયો. તે વરસમાં એક કમીટી નેમવામાં આવી. ઇરાનની બાબતમાં ઈંગ્લંડ વચમાં આવ્યું તે અટકાવવાને તે કમીટીએ કયસરની ઉપર એક તાર મોકલ્યો. બીજાં કેટલાંક એવાં ચીન્હો જણાવા લાગ્યાં જે ઉપરથી એમ સ્પષ્ટ માલમ પડતું હતું કે ઈંગ્લંડ અને ફ્રાન્સને છોડીને જરમની તરફ ટરકી વધારે ઢલતું હતું એટલુંજ નહિ પણ રૂમાનીઆ સાથે લશકરી જોડાણ કરીને બે જરમન લડાયક વહાણો વેચાતાં લેવાની ગોઠવણ કરી હતી.

ઈટલી અને જરમની ગોઠીઆ રાજયો હતાં અને ઇટલી ત્રીપોલી હાઉ કરી ગયું તે છતાં ટરકી અને જરમનીની દોસ્તીમાં કાંઇ પણ ખલલ થઇ નહીં. બાલકન લડાઇ વખતે ટરકીની હાલત ઘણી નબલી પડી ગઇ. તે વખતે સર એડવરડ ગ્રેએ ખુલ્લી રીતે જણાવ્યું હતું કે ઇંગલંડની સરકાર તેની મુસલમીન પ્રજાનો બચાવ કરશે પણ તે ઉપરાંત ટરકીની પોતાની ભુલોને માટે તે જોખમદાર રહેશે નહી. ટરકીને પોતાની બાજુમાં લેવાની જરમન યુકતીઓ દહાડે દહાડે વધતી ગઇ. અને જેમ બરનાડીએ પોતાની ચોપડીમાં કહયું છે તેમ ફકત ટરકી એકલુંજ એવું રાજ હતું કે જે ઇજીપત ઉપર જમીનના રસતે ચહડાઇ લઇ જઇ શકે. વળી તે ચોપડીમાં વધુ જણાવ્યું છે કે ટરકી જો મધ્ય યુરોપનાં રાજયોની સાથે જોડાઇ જાય તો તે ઘણું ઉપયોગી થઇ પડે. અત્રે બરનાડીના બોલો આપણે ટાંકીશું:—

"From the high military qualities of the Turkish soldiers, the Turkish army must be regarded as a very important factor. Turkey is thus a very valuable Ally to whichever party she joins."

બરનાડીના આ વીચારોને જરમન ચેનસલર પ્રીનસ બુલોએ પણ ટેકો આપ્યો છે. તેના બોલોમાં ટરકીને બાલકન રાજયે જે ફટકો મારયો તે

ફટકાની અસર જરમનીના લાભની વીરૂધ હતી. પ્રીનસ બુલોએ પોતાન વીચારો નીચે મુજબ જણાવ્યા છેઃ—

"We have carefully cultivated good relations with Turkey and Islam, especially since the journey to the East undertaken by our Emperor and Empress. These relations are not of a sentimental nature, for the continued existence of Turkey serves our interest from the industrial, military, and political points of view. Industrially and financially, Turkey offered us a rich and fertile field of activity. . . . In the undesired but possible event of a general European War, the military strength of Turkey might have been exerted in our favour. For our Austrian ally, Turkey was the most convenient neighbour possible. The introduction of our last Army Bill, which had its origin in the change of situation effected by the Balkan War, shows that Turkey's collapse was a blow to us."

ટરકીને પોતાની તરફથી પેહલેથીજ લડાઇમાં ખેંચવાને જરમનીએ બનતી કોશેશ કીધી પણ તેમાં નીશફલ થવાથી નામદાર સુલતાનની ઉપર તેણે દબાણ વાપરયું પણ તે દબાણને નામદાર સુલતાન અને તેના પાટવી કુવર આધીન ન થયા. કયસરે હજારો જરમનોને ટરકી ખાતે મોકલી આપ્યા. તેનાં બે દરયાઇ લડાયક વાહણો ગોબન અને બ્રેસલો અનવર પાશાને સવાધીન કીધાં અને હથીઆરો અને દારૂગોળો ટરકીમાં મોકલી આપ્યો. આટલી છેડતી કરવા છતાં ઇંગલંડે શાંત મન રાખીને ઘણી ધીરજ બતાવી, અને લડાઇમાં નહિ ઉતરવાને ટરકીને ઘણું સમજાવ્યું અને તેના લાભોને કાંઇ પણ નુકસાન ન આવે તેના માટે ખાતરી આપી. વળી ટરકી લડાઇમાં ઉતરે તો તેની કેવી ખરાબી થશે તે પણ

તેને બતાવવામાં આવ્યું. પણ ગુમરાહીમાં ઘેરાએલો અનવર પાશા સમજયો નહિ અને ટરકીને તેની પ્રજા તથા લશકરની મરજી વીરૂધ લડાઇમાં જીપલાવ્યું.

અનવર પાશા અને તેના જરમન મળતીઆઓએ જેહાદ અથવા ધરમની લડાઇનો વાવટો ઉરાડવાને ઇસલામમાં ઉશકેરણી કરી તેને શેક અઝીઝ શોવીશએ ટેકો આપ્યો પણ મુસલમાનો જરમનીનું કાવતરૂં જોઇ શકયા અને જીહાદ ઉડાવવાને બદલે અંગ્રેજ તરફ પોતાની વફાદારી જાહેર કરી. હિંદુસ્તાનનાં ૭) કરોડ મુસલમાનો ઉપર જરમન કાવતરાંની કશી પણ અસર થઈ નહી. તેઓએ જોઇ લીધું કે આ લડાઇ ટરકીના અથવા ઇસલામના લાભમાં નથી. તેઓએ જોયું છે કે જરમની કાંઇ ઇસલામી મહજબ અથવા ઇસલામી રાજયનો ચાહનાર અથવા મીત્ર નથી. છેલ્લી ઘડી સુધી ઇંગલંડ અને રશીઆએ આશા રાખી કે ટરકી જરમનીને તાબે થશે નહી, પણ તે આશા પાર પડી નહીં. ટરકીશ મનવારોએ રશીઆનાં ઓદીસાનાં ખુલાં બારા ઉપર હુમલો કર્યો અને રશીઆ અને ઇંગલંડને લડાઇમાં ઉતરવાની ફરજ પાડી. આ લડાઇનો દોષ જરમનીને માથે છે. જરમનીએ નીરદોષ ટરકીને પોતાનું હથીઆર બનાવ્યું છે. જો ટરકી લડાઇમાં ઉતરે અને ઇજીપટ ઉપર ચડાઇ લઇ જાય તો અંગ્રેજોને મોટું લશકર ઇજીપટમાં રોકી રાખવું પડે અને તેથી ફ્રાન્સમાં અંગ્રેજ લશકરની સંખ્યા ઓછી થાય તેમજ કોકેસસમાં અને એશીઆના બીજા મુલકોમાં રશીઅન લશકરને રોકી રાખે તે મતલબથી જરમનીએ ટરકીને ફરેબથી ફસાવ્યું છે. અત્યાર સુધીમાં ટરકીને મોટી શીકશત મળી છે. સાઇપ્રસનો ટાપુ અંગ્રેજોએ બ્રીટીશ હકુમતમાં જોડી નાખ્યો છે, બસરા અંગ્રેજ હકુમત હેઠલ આવ્યું છે, સુવેઝ કનાલ ઉપર મોકલેલું ૧૨) હજાર માણસનું ટરકીશ લશકર સખત શીકસ્ત મેલવીને નાસીપાસ થઇને નાહસભાગમાં પડયું છે. ટરકી જીતે કે હારે તેની જરમનીને કશી પરવા નથી. જરમનીની મુળ મતલબ તો એ છે કે ઇંગલાંડ અને રશીઆના હાથો ટરકી રોકી રાખે કે જેથી જરમનીને ફાયદો થાય. બીજી તેની બુરી મતલબ એ છે કે ટરકીનાં વચમાં આવવાથી રશીઆ અને ઇંગલંડની વચ્ચે મીનાકેસો પેદા થાય. પણ આ તેની બાજી ખુલ્લી થઇ

ગઇ છે અને તેમાં ફાવવાના કાંઇ પણ સંજોગ નથી. હજુ પણ જોવાનું છે કે ટરકી જરમનીના પંજામાંથી નીકળી જાય છે કે નહિ. ઘણા અનુભવીઓનું એવું મત છે કે ટરકી આ લડાઇમાંથી હવે ખસતું જશે.

નામદાર આગાખાને કહ્યું છે તેમ આજે પણ ટરકીની પ્રજા સાંમે અંગ્રેજ પ્રજાને કાંઇપણ વેર નથી, તેમજ ઇજીપટમાં પણ ટરકીની સામે કાંઇપણ દુશમનાઇ નથી. અલબત ટરકીના રાજઅમલ દરમીઆન ઇજીપટને ઘણું ખમવું પડયું છે તોપણ ઇંગલંડની બાંહેધરી હેઠલ તેની હાલત ઘણી સુધરી છે અને અંઘેરમાંથી તે દેશ આબાદીમાં આવ્યો છે. જો ટરકી ઇજીપટની ઉપર ચહડાઇ લઇ જાય તો મુસલમીનો જેઓ ટરકીના સુલતાનને ખલીફ તરીકે માન આપે છે તેઓ સુલતાનનાં લશકર સાંમે લડવા ના પાડે તે દેખીતું છે, જો કે ટરકીશ રાજઅમલ અને ટરકીશ રાજનીતી તરફ ઇજીપટના લોકોને જરા પણ માન નથી.

અંગ્રેજ સરકારે ઇજીપટની બાબતમાં ઘણું ડહાપણભરયું પગલું વાપરીને ઇજીપટને અંગ્રેજ સલતનત સાથે જોડી ન નાખતાં માજી ખેદીવની જગાએ તેનાજ એક કુટુંબીને સુલતાનનો દરજ્જો આપીને ઇજીપટનો કારભાર અંગ્રેજોની દેખરેખ હેઠલ તેને સોંપ્યો છે. આ નવો સુલતાન મેહેતઅલીનાં જાણીતાં કુટુંબનો નામાંકીત શાહજાદો હુસેન પાશા છે. નવો સુલતાન હુસેન ઘણો ભલો અને દયાલુ છે. તે ઘણા સુધરેલા વીચારોનો છે અને તેણે રાજકારોબારનો સારો અનુભવ મેલવ્યો છે. તેના તરફથી ઘણી મોટી આશા રાખવામાં આવે છે, કારણ કે તે જેવો બાહોશ છે તેવો લોકપ્રીય છે અને ઇજીપટનાં ભલાં માટે અને તેની પ્રજાનાં સુખ માટે અતીષ્ય કાલજી રાખે છે. ઇજીપટ ઉપર ટરકીની ચહડાઇ લઇ જવાની આશા દીન પરદીન બહુ ઓછી થતી જાય છે. રેતીનાં રણોમાંથી લશકરને પસાર કરવાનું મુસીબતભરેલું કામ તે આશાનીથી પાર પાડે તેમ નથી. અલબત નેપોલીઅન જમીનને મારગે ઇજીપટ ઉપર ગયો હતો અને તેની અગાઉ આસરે ૮૦૦ વરસપર સલાદીન પણ ઇજીપટ ઉપર રણુને મારગે ચઢાઇ લઇ ગયો હતો.

નેપોલીઅન એલ અરીશને મારગે ગયો હતો, જે માઅનના રસ્તા કરતાં સેહેલો અને વધારે નજદીક હતો. પણ નેપોલીઅને પોતાની

તોપો દરીયા રસ્તે મોકલી હતી. પણ હમણાં તો મેદીતરેનીઅનના દરીયામાં અંગ્રેજ અને તેના મીત્ર રાજ્યોનો એટલો તો મજબુત કાબુ છે કે તેના કાફલાને ઉડાવીને એક માણસ અથવા તો એક આંઉસ પણ ખોરાકીની જણસ જઇ શકે નહીં, જે બીના અંગ્રેજનાં દરીયા મધ્યેનાં સર્વોપરીપણાંનો એક બીજો અગત્યનો પુરાવો છે. ટરકી જો ઇજીપટપર ચઢાઇ લઇ જાય તો તેનું લશકર ભુખ અને તરસથી મરી જશે એવું નકી અનુમાન કરવામાં આવે છે, અને કદાચ એક વખત નેહેર ઓળંગી જવામાં આવે તોપણ ફતેહને માટે આશાનું એક કીરણ પણ દીસ્તું નથી. કારણ કે ઇજીપટના બચાવને સારૂ જે તૈયારી કરવામાં આવી છે તે જોતાં અંગ્રેજ લશકર અને તેની સામગ્રી એટલી તો મોટા સંગીન અને ચોકસ પાયા ઉપર છે કે ટરકીશ લશકર તેની ઉપર ફતેહ મેળવી શકે તે શકમંદ છે એટલુંજ નહી પણ તે બીલકુલ બનવા જોગ નથી.

પણ જમીનને રસ્તે ઇજીપટ પર ચહડાઇ લઇ જવી એ ઘણું મુશકેલ કામ છે. કદાચ તે ચહડાઇ લઇ જવામાં આવે તો ટરકીની શું બુરી દશા થશે તેનો ખ્યાલ કરતાં કમકમાટ પેદા થાય છે. પાણી વગરનાં રેતીનાં મેદાનોમાંથી તોપો સાથનાં લશકરો મારગ કેમ મેલવે તે સમજવું મુશકેલ છે. નામદાર બીકાનેરના મહારાજાએ જણાવ્યું છે તેમ જો ટરકી બીજી દીશાઓથી મોટું લશકર ફાલતું પાડી શકે અને રેલ્વે અને પુલો બાંધે તો ઇજીપટ ઉપર ચહડાઇ લઇ જઇ શકે, પણ તે હવે ખીઆલ દીશે છે. ટરકી પાસે પઇસા નથી, તેની પાસે હથીઆરો નથી, તેના રાજદવારીઓમાં એકસંપ નથી અને તેનાં લશકરમાં સંતોશ નથી, તો પછી અંગ્રેજ જેવા બળવાન લશકર સાંમે આ ખડીઆ ખડખડ થયલું ટરકી કેમ ટક્કર લઇ શકે તે એક સાદા માણસની સમજમાં આવતું નથી. ઇજીપટ જીતવાની ટરકીની આશા થોડી છે તો પછી ટરકી લડાઇમાં શું કામ બહાર પડયું હશે તેની કલ્પના થઇ શકતી નથી. ઘણે ઠેકાણે એવું માનવામાં આવતું હતું કે ઇજીપટ ઉપર ચહડાઇ લઇ જવાની કહેવાતી યોજના એક ખાલી ધમકી સમાન છે. પણ જે થોડી થોડી વીગત આપણને મળતી જાય છે તે ઉપરથી માલમ પડે છે કે સુવેજ કનાલની પુરવે અંગ્રેજ અને ટુરક લોકો વચ્ચે જપાજપી થઇ છે, અને ઇજીપટની ચહડાઇનો આ એક શરૂઆતનો તબકો છે. એવું

માલમ પડે છે કે એક કરતાં વધુ જગાએથી તુરકી લશકર ઇજીપટ તરફ ધસારો લઇ જવા માંગે છે. હજાઝ રેલવેનાં એક મથક આગલ ટરકીશ લશકર ભેગું થતું માલમ પડયું છે અને તે ઉપરથી માલમ પડે છે કે સીનાઇ પેનીનશુલા મારફતનો વચલો રસતો મેલવવાની મતલબ રાખવામાં આવી છે. એલકનટારા નામની જગા ઉપર અંગ્રેજ અને તુરકો વચ્ચે ઝપાઝપી થઇ તે વખતે ટરકીશ લશકર પાસે નાની પાહડી તોપો હતી. નહેર આગલ જે બચાવનાં મજબુત બાંધકામો બ્રીટીશ સરકારે કર્યાં છે તે જોતાં જો કાંઇબી અસરકારક હુમલો કરવો હોય તો ઘણી મજબુત તોપોની જરૂર છે. ઇજીપટની ચહડાઇની સરદારી દેજમલ પાશાને આપવામાં આવી છે. તેનામાં અનવર પાશા કરતાં કાંઇ ચહડતા પ્રકારની શકતી છે કે કેમ તે હજી જોવાનું રહયું છે. જો કે દેજમલ પાશા નામનો સરદાર છે પણ ખરી સરદારી તો જરમન અમલદારોનાં હાથમાં છે. જે રીતે ટરકીશ લોકો લડાઇ ચલાવે છે તે એક ઘણી સ્હેલી રીતે રચેલી છે. ચોપડીઓ અને નકશાની મદદથી જરમન અમલદારો લડાઇની હીલચાલ અને યુકતી ગોઠવી આપે છે. ટરકીશ અમલદારો લશકરને લઇને મેદાનમાં બહાર પડે છે અને જયારે તેઓ ફાવતા નથી અને પાછા ફરે છે ત્યારે તેઓને ઠપકો આપવામાં આવે છે એટલુંજ નહિ પણ તેઓને ગોલી મારીને ઠાર કરવામાં આવે છે. આવો એક બનાવ ૧૧) મી ટરકીશ ટુકડીના સરદારના બાબમાં કોકેસસમાં બન્યો છે. હાલની ગણત્રી પ્રમાણે તુરકી લોકોને ઇજીપટમાં ફાવવાના ઝાઝા સંજોગો નથી. અને તેમ થાય તો સીનાઇના રણમાં ઘણાં બીચારા ગરીબ તુરક લોકોને ફાંસી દેવામાં આવશે અથવા તો ગોળીથી વીંધી નાખવામાં આવશે.

પણ હવે ટરકીનું શું થશે તે એક મોટો સવાલ છે. હજુ પણ ટરકી લડાઇમાંથી બાજુ થઇ જઇને સલાહ ન કરે ? શું ટરકીમાં એવો કોઇ નર નથી કે જે પોતાના હાથમાં લગામ લઇને ટરકીને સીધે રસ્તે દોરવે ? શું એવો કોઈ માયનો પુત નથી પેદા થયો કે ટરકીને મુશીબતમાંથી બચાવે ? આવા બારીક સમય વખતે ટરકીની બધી આશા હજુ પણ તેના સમજુ વરગના હાથમાં છે. આજે પણ ટરકીશ લશકર લડવા ના પાડે અને સુલેહ માટે માંગણી કરે તો બનવા જેવું છે કે ટરકીને બચ-

વાની કાંઇપણ ટક રહે. અંગ્રેજ સરકારે આપણા ધરમની પવીત્ર જગાનો બચાવ કરવાને ખાતરી આપી છે તેમજ મીત્ર રાજયોએ જણાવ્યું છે કે સુલતાન અથવા તેની પ્રજા સામે તેઓને કાંઇ દુશમનાઇ નથી તો પછી હજી પણ સુલેહની આશા રાખી શકાય. ઘણાઓ માંની લે છે કે આ લડાઇ ખતમ થવા પછી ટરકીનું રાજ્ય રહેશે નહિ. પણ આપણે આશા રાખીશું કે હજી પણ ટરકીનું રાજ સલામત રહે. ઇસલામનો ઝુંડો ઇસતમબોલમાં હંમેશ જારી રહે અને નામદાર સુલતાનની ખલીફ઼ તરીકેની હકુમત ચાલુ રહે. આજે દરેક મુસલમીન ટરકીનાં રાજ માટે મગરૂર છે, આજે પણ તે સુલતાન તરફ઼ માનની નજરથી જુએ છે અને આપણે આશા રાખીશું કે હજુ પણ અલાહની બક્ષેશથી અને અંગ્રેજ લશકરની મદદથી સુલતાનનો બચાવ થશે. આપણે ઉમેદ રાખશું કે અંગ્રેજ સરકાર સુલતાનની મદદે જઈ પુગશે અને તે નામદારને જરમનીના પંજામાંથી છોડવશે. નામદાર સુલતાન જરમનીના જુલમાતના ભોગ થઇ પડયા છે. અને આપણે આશા રાખીએ છીએ કે નામદાર સુલતાન જરમન આફ઼તમાંથી સહી સલામત બહાર આવશે, અને પાક પવીત્ર ઇસલામ મહજબની કીરતી કાયમ રહેશે એટલુંજ નહીં પણ તે વધુ ઝલકતી બનશે, અને મહજબના સ્થાપનાર નામાંકીત પેગમબરનાં કામોને ઝલક આપશે. આમીન ! આમીન !

